# હરામી હોટલવાલો.



લેખક-ભ્રમિત-કરાંચીવાલા.

પ્રકાશક:-પ્રભુદાસ વાલજી ઠક્કર-રાજકોટવાલા

કિંમત એક આનો.

# પેશાબના ભયંકર છૂપાં દરદો

પરમા, ( સુજાક મેહ. પરમીઅ ) નો




## ચમત્કારીક-ઈલાજ.

## "ગોનો કીલર"

(રજીસ્ટર્ડ)

પેશાબમાં જતી રસી, થતી બળતરા, (જલન, આગ) પેશાબ ટીપુ ટીપુ તથા અટકીને આવવો, ગુપ્ત ભાગોમા થતો દુખાવો તથા થએલી જખમ, તથા સુજ તેને લીધે થતુ દરદ અને પરમાની ઉત્પન્ન થએલ "ગોનોકોક્સ" નામનાં જંતુઓ વગેરે સ્ત્રી તથા પુરૂષો એઉના જુના તથા નવાં પેશાબને લગતા જડ કરી બેઠેલાં તમામ દરદોનો નાશ કરી બગડેલી ધાતુને સુધારી સ્વચ્છ અને ઘટ્ટ કરે છે.

**૫૦ ગોળીની બાટલીની કીંમત રૂા. ૩-૦-૦.** વી પી ખર્ચ જુદુ.

ત્રણ બાટલી મગાવનાર પાસેથી વી. પી. ખરચ લેવામા આવશે નહિ

એકલા બનાવનારઃ—**ડૉ૦ ડી૦ એન૦ જસાણી,**

૧૪૦, ગુલાલવાડી મુબઇ ૪.

# વાંચશો તો સમજશો.!

વ્હાલા વાંચકો,

આ ન્હાનકડું પુસ્તક આપ સમક્ષ રજુ કરતાં પહેલાં તેને માટે બે શબ્દ લખીશું તો અયોગ્ય નહિજ કહેવાય. આ ન્હાનકડા પુસ્તકમાં સંસારના સફેદ ઠગો આ દુનિયામાં કેવા કાળાં કામો કરે છે તેનો આબેહુબ ચિતાર રજુ કર્યો છે. ભોળી બાળાને ભોળવનારા ભામટાઓ અને કુલટાઓના જીવન-ભેદ જણાવ્યા છે. મોહમયી મુમ્બાપુરીના સામાજીક જીવનમાં જે સડો ઘર કરી બેઠો છે તેને પ્રકાશમાં લાવવા આ પ્રયાસ કર્યો છે. વાર્તા અનુભવસિદ્ધ હોવા છતાં પાત્રો તદ્દન કલ્પિતજ છે. આ પુસ્તકમાં અનેક દોષો છે અને તે આપને જણાશે તો મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે એમ સમજી ક્ષમા આપશો.

લી૦ ઉત્તેજનાભિલાષી,

"ભ્રમિત" કરાંચીવાલા

તે

ઠક્કર જગજીવન રામજી ચંદેભમર.

# ઝેરી જમાનો.

—:o:—

( ગઝલ )

જમાનો ઝેરી આ આવ્યો, કઠણ કળીકાળ કહેવાયો.
ધર્મી પર ધાડ એ લાવ્યો, કહોને કયાં જઇ વસવું?

વણીક ગૃહ ત્યાગીને લક્ષ્મી, વસી વેશ્યા ગૃહે જઇને,
સતી નારી ભુખે મરતી, કહોને કયાં જઇ વસવું?

હશે જે સત્યના સંગી, ન કોઇ પાઈ પણ આપે,
અધર્મી સુખમાં મ્હાલે, કહોને શું હવે કરવું?

શ્રીમંતો શઠ થઇ બેઠા, ગરીબની ગરદનો કાપે,
દુઃખી દિલને એ સંતાપે, કહોને કયાં જઇ કહેવું?

હતા ભડવિર ભારતના, એ ગૌરવને ગુમાવીને,
બની બળહીન એ બેઠા, કહોને કયાં જઇ કહેવું?

સતિ સીતા સમી નારી, ગઈ એ સ્વર્ગમાં ચાલી,
રહી છે શંખણી બાકી, કહોને કયાં જઇ વસવું?

હતા રક્ષક બન્યા ભક્ષક, ધર્મને ઠોકરે મારી,
ગળે જ્યાં વાઘ માનવને, કહોને કયાં જઇ રહેવું?

જ્ઞાની અજ્ઞાની કહેવાયા, દિવાના ડાહ્યા લેખાયા,
"અમિત" ભવરણમાં ભટકાયા, કહોને કયાં જઈ વસવું?

---

# હરામી હોટલવાળો

( દોહરા )

દગાબાજ આ વિશ્વમાં, કરતા કાળાં કામ,
ભોળા જનને ભોળવે, રાખી ડોળ દમામ.

સફેદ ઠગ સંસારના, હિચકારા હયવાન,
ચતુર ચેતી ચાલજો, ભૂલી જતા ના ભાન

ગરીબ કે ધનવાન હો, રંક હોય કે રાય,
ઈશ્વરના દરબારમાં, ભેદ નહીંજ ગણાય.

કરશે તે ભરેશે સહી, ઇશ્વરનો એ ન્યાય,
કરણી પાર ઉતરણી. કુદરત કહે સદાય.

( હરિગીત )

કામી પુરૂષનાં હૃદય કાળાં. નજરથી નીહાળજો.
સંસારના શયતાનથી, સજ્જન સહુ સંભાળજો.
જીવનને સુખમય બનાવા, સત્ય પંથે ચાલજો.
પુન: માનવ દેહ આ, મળશે નહિ એ જાણજો.

મોહમય મુંબઇ મહીં, શું કૃત્ય કાળાં થાય છે,
કપટ જાળે કામીની, એક ઝપટમાં સપડાય છે.
મદાંધ મહિલા મોહના, બંધન થકી બંધાય છે,
ગોહ્ય આંડબર થકી, તે ભાન ભૂલી જાય છે.

( ખ્યાલ )

હરામી હોટલ વાળાનાં, કાળાં કર્મો નિહાળી,
દુર્જનનો વિશ્વાસ ન કરતા, સજ્જન રહેજો સંભાળી.

નમસ્કાર નવગજના કરજો, પાપી પાપ કર્યે જાશે,
દુધ પાઈને સાપ ઉછેરો, આખર જાત પરે જાશે.

કાળીદાસ હરામી હોટલ—વાળા કેરૂં નામ હતું,
વણીક જ્ઞાતે અસલ તેનું, વતન કાઠીયાવાડ હતું.

ધંધા કાજે મુંબઈ આવી, હોટલ ખોલીને બેઠો,
ખુશામતીયો પુરેપુરો, હાજી હા ભણનાર હતો.

ભૂલેશ્વરમાં ભાડાની એક, રૂમ લઈ નિવાસ કર્યો,
ધીમે ધીમે કાવા દાવાથી, પાવરધો તે થઈજ ગયો.

ઉમર તેની ત્રીસ વર્ષની, જુવાનીનું જોર હતું,
ભોગવિલાસ ભોગવવા માટે, મનડું ઘડી ઘડી લલચાતું.

---

# જુવાનીનો ચમત્કાર.

રાગ—બારમાસી

આળશ્ય વસ્થા જાતાં, ફેરી જુવાની આવે,
રસીક દિલને એ, દિનરાત તો સતાવે.

નહિ ખાન પાન ભાવે, નયને ન નિંદ આવે,
માશુકના વિચારો, મનડાંને બહુ મુંઝાવે.

જુવાની છે દિવાની, દુકર્મ એ કરાવે,
વિચિત્ર રંગરાગો, બે ઘડી બતાવે.

જુવાની માંહે વીરા, જોઇ વિચારી ચાલો,
શરમ તજીને શાણા, સ્વતંત્ર થઇ ન મ્હાલો.

( સવૈયા. )

નામ પ્રમાણે ગુણ હોય છે, શાસ્ત્ર તણો સિધ્ધાંત ખરો,
કાળીદાસ ફરામી હોટલ, વાળાનો ઇતિહાસ જુઓ.

મોજ મજાહ મનગમતી ઉડાવી, ઠાઠમાઠથી રહેતો તો,
નિત્ય નવા મિત્રોની મૈત્રી, દિનપ્રતિ દિન કરતો તો.

આજુ બાજુના પાડોશીનાં, દિલડાંને જીતી લીધાં,
મીઠા બોલા કાલીદાસે, મીઠાં વચને વશ કીધાં.

કાલીદાસ તો હતો કુંવારો, જ્ઞાતિમાં કન્યા થોડી,
ઘણા પ્રયાસો કીધા પણ ના, એક મળી તેની જોડી.

રૂક્ષમણી નામે એક વિધવા, તેની પાડોશણ હતી,
એકલડી અબળા એ વૃદ્ધા, જ્ઞાતે તો બ્રાહ્મણ હતી.

એ કુલટાની કપટ જાળમાં, કાલીદાસ તો સપડાયો,
અંધો થઇને અધોગતીના, અંધ કૂપમાં અથડાયો.

વિધવા રૂક્ષમણી બાઇ તો, કુટીલ કુટણી કહેવાતી,
ભોળી બાળાઓ ભોળવતી, નીચ કર્મની કરનારી.

મોજીલા શોખીન જુવાનો, દાસ હતા એ કુટણીના,
વિષય લાલસા પૂરણ કરવા, હુકમમાં હાજર રહેતા.

કુટણીએ હથીયાર બનાવ્યો, હરામી હોટલ વાળો,
ઉપભોગ ભોગવવા માટે. કાલીદાસ તો લલચાયો.

હરામજાદી એ વિધવાએ, કપટ જાળને બીછાવી,
પોતાની પાડોશણ નામે, ગંગાને તો સપડાવી.

ગંગા જ્ઞાતે હતી બ્રાહ્મણી, બાળ વિધવા બિચારી,
પિતા સાથે મુંબઈ રહેતી, બાળા એ દુઃખની મારી.

આશાભરી અબળા બિચારી, કપટ જાળથી અણજાણી,
કુટણી કેરા કપટી વચને, ભોળી બાળા ભરમાણી.

કાળીદાસનો ગંગા સાથે, સંબંધ તો સાંધી દીધો,
એક કંકરે બે પક્ષીનો, શીકાર રૂક્ષ્મણીએ કીધો.

મોજ શોખ મન ગમતાં માણે, નિત્ય નવી વસ્તુ લાવે,
મધુર મીઠાં વચનો બોલી, લાચ આપી લોભાવે.

( હરીગીત )

સંસારથી છાનાં કરેલાં, કર્મ ખુલ્લાં થાય છે,
પાપ ઘટ પુરો ભરાતાં, તુર્ત ફુટી જાય છે.
છાનું ભલે રાખો તમે, છાનું કદી રહેશે નહિ,
પાપીઓના પાપનો, બદલો પુરો મળશે અહિ.

અધર્મનો સાથી નથી, ઇશ્વર સદા ન્યાયી દિસે,
કળીયુગ નથી કરજુગ છે, આ હાથ કર, આ હાથ લે.
પાપીઓના પાપ કર્મે, બેહાલ પુરા થાય છે,
અત્યંત દુઃખો ભોગવી, નરક કુંડે જાય છે.

( સવૈયા. )

કાલીદાસ ગંગાને કહે તું, સાંભાળને વ્હાલી મારી,
આ સંસારે તું મુજને બહુ, પ્રાણ થકી પણ છે પ્યારી.

છાના માના રૂક્ષ્મણીના, દાબમહીં રહેવું ન ગમે,
જો તું હા પાડે તો સ્હેજે, સ્વતંત્ર બનાવું હું તુજને.

મોજ શોખ મન ગમતાં કરશું, લગન કરી નિશ્ચિંત થશું,
મુંબઇ છોડી સ્વતંત્ર થાવા, દુર દેશ આવ્યાં જાશું.

પ્રેમ હોય ત્હારો જો પ્યારો, કાલે તું તૈયાર થજે,
બહાર ગામ જાશું તો વ્હાલી, અનુપમ લ્હાવો બહુ મળશે.

કાલીદાસના કપટી વચને, ગંગા તો નિજ ભાન ભૂલી,
માનવ રાક્ષસના મીઠાં વચને, મોહ પાસમાં સપડાણી.

વૃદ્ધ પિતાને ત્યાગી ગંગા, કાલીદાસની સાથ ગઇ,
કાલીદાસ કરાંચી આવ્યો, ગંગાને નિજ સાથ લઇ.

મુંબઇની હોટલ રૂપીઆ, એક હજારે વેચી દીધી,
તે રૂપીઆથી કરાંચીમાં, પાન તણી દુકાન કીધી.

ગાડી ખાતે ઘર રાખીને, કાલીદાસ તો રહેતો તો,
દિન પ્રતિ દિન ગંગા સાથે, રસની રેલ રેલવતો તો.

કાશી નામે એક બાઈ, ગંગાની ત્યાં થઇ બ્હેનપણી,
વિલાસીની એ મુગ્ધા મદભર, રંભા તુલ્ય હતી રમણી.

ભોળી ગંગા કેરા સુખનો, સૂર્ય અસ્ત થવાનો હતો,
પાપીઓનો પાપ પૂર્ણ ઘટ, જલ્દી હવે ફુટવાનો હતો,

( હરીગીત. )

ગર્ભવતી ગંગા બની, ત્રણ માસ તેને તો થયા,
સુખના દિવસ ચાલ્યા ગયા, ને દુઃખના દિન આવીયા.

કામી કાળીદાસ કાશીબાઈ, પર મોહીત થયો,
એ મોહીનીના મોહમાં, નિજ ધર્મને ભૂલી ગયો.

એકલી ગંગાને ત્યાગી, કાશીને સાથે લીધી,
કામ ક્રીડા કાલીદાસે, કાંચી છોડી દીધી.

એકલી ગંગા બીચારી, રાહ જોતી ટળવળે,
બે દિવસો ચાલ્યા ગયા, ના કોઈ પણ સંભાળ લે.

કલંકીત એ કામીની, લાચાર અશ્રુ સારતી,
ઉદ્ધાર માટે હાથ જોડી, પ્રભુને સંભારતી.

હે પ્રભુ આ પાપીણીનાં, પાપ કર્મો ટાળજે,
આવુ છું તુજ શરણમાં, હે ઇશ તું સંભાળજે.

આપઘાત ગંગાએ કર્યો, અધોગતિ અથડાઇને,
સ્વર્ગનો રસ્તો લીધો, સંસારથી શરમાઇને.

રૂઢી ઉપર બળીદાન લાખો નિશ દિન અપાય છે,
આવા અનેક બનાવ, આ, સંસારમાં બની જાય છે.

કાશી કાળીદાસ સાથે, મુંબઇ મહીં આવી ખરે,
વિલાસ વૈભવ માંહે લક્ષ્મી, છુટે હાથે વાપરે.

નાટક સીનેમા સાથ જોતાં, સંસારથી ડરતાં નહિ,
સ્વતંત્ર ફરતાં લેશ ભીતી. અંતરે ધરતાં નહિ.

કામ ધંધો ના કરે, મદમસ્ત થઈ ફરતો ફરે,
કાશી સમી વિકસીત કળી, વીણ અન્ય અંધો ના જુએ.

પાણી માફક જાય પૈસો, ક્યાં સુધી કહો રહે ટકી,
પૈસા તણી કાશી પુજારી, પૈસાને ચ્હાતી હતી.

પૈસા જતા કાશી, કાળીદાસને ત્યાગી ગઇ,
લક્ષ્મીની એ દાસી, લક્ષ્મી ખુટતાં ચાલી ગઇ.

પશ્ચાતાપ કરતો પાપી, કળીદાસ પણ શા કામનું,
ભીખ માગે અહીં તહીં, ના પાઈ કોઇ આપતું

પ્રિય વાંચકો આ પાપીઓની, કથા પૂર્ણ વિચારજો,
અધર્મને ત્યાગી હૃદયમાં, ધર્મને સહુ ધારજો.

હરામી હોટલવાળો, અહીં તહીં ભટકાય છે,
"ભ્રમિતની" આ વાર્તા, અહિંજ પુરી થાય છે.




---

# વિધવાની હાય.

ના પૂછશો મુજને કંઈ, કયાં જન્મીને કયાં જાઉં છું,
આ વિશ્વના સાગર મહીં, હતભાગ્ય ગોથાં ખાઉં છું,

આધાર કે આશ્રય વિનાની, હિંદુ કેરી બાળ છું,
હું ધર્મની બળતી ચિતાની, સ્વર્ગગામી જવાળ છું,

આદર્શ હિન્દુ ધર્મની હું, લગ્ન કેરી સાખ છું,
પામર પગે ચદગાય જે, મોટાઈની હું રાખ છું,

માતા પિતાએ ધન લઈ, વેચી દીધેલી ગાય છું,
બાળું બધાને ને બળું, એવી ભયંકર હાય છું,

અપમાનની હું બ્હેન છું, ધિક્કારની હું દેવતા,
હું છું કલંકતણી કથા રે, રે મને ના સ્પર્શતા,

જે સભ્યતા વખણાય છે, ગાથા ગવાતી કમની,
હું છું નિશાની જાગતી, હિન્દી હરામી ધર્મની,

જે લગ્નનાં ગુણગાન રૂડાં, હિન્દ—શાસ્ત્રો આદરે,
એ લગ્નની વેદી તણાં, તણખા હૃદયમાંથી ખરે.

કડવાશનો, કંકાસનો, નીકળેલ હું નિશ્વાસ છું,
હું દેશની ભાવી દશાનો, સળગતો ઇતિહાસ છું.

આવો કહે કોઇ નહિં, મરવા તણી આશીશ દે,
મરવું મને જો ના ગમે, તો અંતમાં એ વિષ દે,

રખડી અને રઝળી મરૂં, નિંદા તણાં વચનો સહું,
મુજ કર્મની દુર્ભાગ્યની, કોને જઈ કથની કહું?

હું ભાર છું સહુને થઇ, ડાકણુ મને સહુ જન કહે,
નિંદા અને ધિક્કારના, સાગર મહીં જીવન વહે.

ના પુછશો મુજને કંઇ, હું કોણુ છું, કયાં જાઉં છું,
આ ઘોર વિશ્વ અરણ્યમાં, અગણામણી અથડાઉં છું.

(સમાજજીવન) કવિ પોપટલાલ શર્મા.

---

# ભ્રમિત.



ભ્રમિત તારા નામ પર દુનિયા બધી ભમતી ભમે,
ભ્રમિત તારો નામ ધારી મનુષ્ય એક ભમતો ભમે.

મુંબઇ મહીં કહે તો ફરે, કે જેલ મેં છે ભોગવી,
વાત તે જાણે છે કોણુ કે જેલ તેણે ભોગવી.

"ભ્રમિત" હવે અહંકાર તું દીલ મહીં ધરતો નહિ,
તુજ નામ પર ફીદા થઇ ભમતા ભમે છે બહુ અહિં.

આશક થતા તુજ નામ પર તુજ નામમાં તે શું હશે?
એવા ગુણો તુજ નામમાં શું નામ ધારીને હશે.

ભ્રમિત ભટકતો જોઇને તુજ નામને ધારણુ કરે,
ભ્રમિત પોતે હું જ છું દુનીઆ મહીં કેતો ફરે.

દ્રષ્ટ તણી નજરે ચડી દોસ્તી કીધી મુની થકી,
સબ પોલ છાપું બહાર પાડી મૈત્રી સાંધી તે થકી.

ચાર દિવસની ચાંદની, આખર અંધારી રાત છે,
ગયલા દિવસ તું યાદ કર એ હું જ ને તે તું જ છે.

ગુસ્સો નહિ કરજે જરી આ હૃદયનો ઉભરાવ છે.
અંતર બળે છે માહરૂં કે શબ્દ આ લખાય છે.

મિત્ર ભાવે તુજને હું કાંઇ પણ કહેતો નથી,
બાકી રહેલી બાન્નમીનો શબ્દ પણ લખતો નથી

"ભ્રમિત" કરાચી વાલા.

---

# પુત્રિનો નિઃસાસો.

( ગઝલ. )

પિતા–માતા દુરાત્મા ઓ, મ્હને રીબાવીને મારી.
ખુની ખંજર દીધું ભોંકી, બની છું હાય દુઃખીયારી

પિતા ત્હેં જીંદગીભરનો, જખમ ઝેરી મ્હને કીધો,
ખીલવી પુષ્પ ત્હેં માળી, ચુંટીને શું દગો દીધો ?

કળી કાચી ચુંટી લઇને, ખરેખર ચોળી નાખી તેં,
પૂરી ખીલ્યા પછી પાપી, દીધો ચંડાળને હાથે.

અરે ઓ ઘાતકી પિતા ! પીજે તું લોહી પુત્રીનું,
જીગર ઠંડુ થશે તેથી, મીઠું જો માંસ પુત્રીનું.

બિછાને મ્હોતને બેઠો, પતિ પિતા થકી મ્હોટો,
જુએ આલમ ભલે આખી, જડે તેવો નહિ જોટો.

અરે પિતા અરે યમ તું, અરે માતા તું થઈ ચિતા,
ન મળશો કોઇને આવાં, અધર્મી માત કે પિતા.

અરે માતા જઠર ત્હારી, હતી શું પુત્રીની ભુખી?
ન બાળી ગર્ભમાં કાં ત્હેં. જનમ આપી કરી દુઃખી.

પિતા ત્હેં શત્રુતા ત્હારી, જનમતાં કેમ છુપવી,
કરી ના દુધ પીતી ત્હેં, પ્રિતી આજે શું પલટાવી?



મુદ્રક:—ગિરિજાશંકર ભગવાનજી જોશી.
જોશી આર્ટ પ્રીંટીંગ વર્કસ,
૭૭-૭૯ બઝારગેઇટ સ્ટ્રીટ, કોટ મુંબઇ.

પ્રકાશક:—પ્રભુદાસ વાલજી ઠક્કર
ઠે. ૯૮ હોળી ચકલા કોટ મુંબઈ.

[ ૫૦૦૦. ] સને ૧૯૨૫. [ આવૃત્તિ ૧ લી

# વાંચો તંદુરૂસ્તી દેવીના ઉપાસકો વાંચો.

અમારી દુકાને
થી અસલ
સાચા મોતીનો
સુરમો, તથા
ભાવનગરી
બદામની પુરી
ધાણા
વરીઆળી
તથા સરસમાં
સરસ
બોરલી, કાચી
તથા સેકેલી
સોપારી, તથા
મહીસુરની



ઊંચી
અગરબતી
તથા અત્તર
તથા અનેક
પ્રકારના
સ્વાદીષ્ટ
ગુણકારક
મથુરાજીના
ચુરણો; તથા
જંગલની
જડી બુટી
જેવી આડે
મટાડનારી
ગુલાબની

જુલાબની ગોળી, તથા બાળકોની તંદુરસ્તી સુધારવા માટે નીસા વગરની બાળાગોળી, વીગેરે ઘણી જાતની નનપસદ ચીજો અમારે ત્યાંથી મળશે, ફક્ત એક વખત મંગાવી ખાત્રી કરો.

મળવાનું ઠેકાણું.—

ઝવેરી બજારને નાકે તથા લાલ બાવાની હવેલીને નાકે
સોપારીવાલા,

પંડયા લીલાશંકર નરોતમદાસ મુંબઇ. નાં. ૨.

મુદ્રકઃ—ગિરિજાશંકર ભગવાનજી જોશી.
જોશી આર્ટ પ્રીંટીંગ વર્કસ, બજારગેઇટ, કોટ, મુંબઇ.